# સ્વરાજ બીલ

યાને

# હીંદી રાજકારોબારને લગતાં બીલનો ખરડો.

---

વરસો થયાં આપણે સ્વરાજ સ્વરાજ પોકારી રહ્યા છીએ પણ હીંદ દેશની પંચરંગી પ્રજા સારૂ સ્વરાજ માટે શું શું મેળવવાની જરૂર છે અને વળી તે કેવી રીતે મેળવવું જોઇએ એ વાત દરોબસ્ત રીતે નક્કી કરી લેવી જોઇએ એ સર્વેથી અગત્યનું હોવાથી ત્રણ વરસ ઉપર એટલે કે ૧૯૨૩ માં નેશનલ કોનફરંસ નામની સંસ્થા ઉભી કરવામાં આવી હતી કે જે કોનફરંસના પ્રમુખ તરીકે ડાકટર તેજ બહાદુર સાપરૂ અને વિપ-પ્રમુખ તરીકે શ્રીયુત શ્રીનિવાસ શાસ્ત્રીજી અને જનરલ સેક્રેટરી રીકે ડાકટર એ ટ નેમવામાં આવ્યાં હતાં, અને તે સાથે હીંદની મજ ઇલાકાઓની ધારા સભાઓના અનેક આગેવાન સભાસદો તેમજ હેરી સમાજોના આગેવાન સભાસદો આ કોનફરંસ મંડળમાં સામેલ ા હતા, અને આ સર્વેની ભેગી સામેલગીરી અને સલાહ સાથે નલ કોનફરંસે નેમેલી કારોબારી કમીટીએ ત્રણ વરસ સુધી અનેક જ ખમીને તેમજ ગંજ પણ ખરચીને આખરે સ્વરાજ બીલનો ખરડો ે કાઢયો છે, અને હવે નેશનલ કનવેનશન સંઘ એવાં ના હેઠળ ાજ આગેવાનો તરફથી સ્વરાજ બીલનો આ ખરડો પ્રજા સન્મુખ કરવામાં આવ્યો છે.

આ સ્વરાજ બીલનાં પેટાંમાં સમાયલા મૂખ્ય મુદ્દાઓ નીચે મુજબ છે :

## સામાન્ય નિયમો.

(૧) બ્રીટીશ શહેનશાહતમાં સર્વે સ્વરાજ ધરાવનાર સંસ્થાનોની સાથે હીન્દુસ્થાનને એક સરખી પગથીએ અને પંકતીએ મૂકવામાં આવશે. અને આ સંસ્થાનો જે જે જવાબદારી અને હક ધરાવે છે તે તે જવાબદારી અને હક હીંદુસ્થાનબી ધરાવતું થશે.

(૨) સ્વરાજનો હક, ગ્રામ કે ગામડાંથી શરૂઆત કરી ઉપરા ઉપરી વધતા જતા વિસ્તારવાલી જગ્યાઓ એટલે કે તાલુકા, જીલ્લા, ઇલાકા અને આખા હીંદુસ્થાનનો મુલક, ભોગવશે, પણ હીંદી દેશી રાજ્યોને અલગ રાખવામાં આવશે.

(૩) રાજ કારોબારના ત્રણ મૂખ્ય વિભાગો એટલે કે ધારા સભા, પ્રધાન મંડળ, અને ન્યાય ખાતું, બની શકે તેમ એકેકથી જુદાં રાખવામાં આવશે, પણ અરસપરસ યોગ્ય ગોઠવણથી કામ કરતાં રહેશે.

## હીંદી પ્રજાનું હકનામું.

(૪) હીંદ દેશના દરેક આદમીને નીચલા મૂળ હકોની ખાત્રી આપવામાં આવશે :

(ક) જાન અને માલ મીલકતની સંપૂરણ સલામતી; કોઇબી આદમીના જાન કે માલ કે મીલકતને ગેરકાયદાસર હાથ લગાડવામાં આવશે નહી.

(ખ) અંતઃકરણનું છુટાપણું અને પોતપોતાનો ધરમ પાળવાની છુટ, એવી રીતે કે જાહેર સુલેહ કે નીતીનો ભંગ કોઇબી પ્રકારે થવો જોઇએ નહી.

(ગ) વિચારનું છુટાપણું અને સુલેહથી અને વગર હથીયારે એકઠા

મળવાનો હક અને મંડળીઓ કે મંડળો બનાવવાનો હક, એવી રીતે કે જાહેર સુલેહ કે નીતીનો ભંગ કોઇપણ પ્રકારે થવો જોઇએ નહી.

(ઘ) જેટલી જલદીથી બની શકે તેમ મૂફત પ્રાથમિક કેળવણી.

(ચ) રસ્તાઓ, જાહેર વપરાસની જગ્યાઓ, ન્યાયની અદાલતો વિગેરેનો એક સરખો ઉપયોગ.

(છ) કોમ કોમો વચ્ચે કાંઇપણ ફરક રાખ્યા વગર કાયદા આગળ સર્વેની એક સરખી બરોબરી·

(જ) તેમજ મરદ અને ઓરતો વચ્ચે કાંઇપણ ફરક રાખ્યા વગર સર્વેની કાયદા આગળ એક સરખી બરોબરી.

## ધારા સભા.

(૫) આખા હીંદની પારલામેંટમાં બે ધારા સભા સમાવવામાં આવશે, નીચલી ધારા સભાનું નામ 'લેજીસલેટીવ એસેંબલી'' અને ઉપલી ધારા સભાનું નામ "સેનેટ" રાખવામાં આવશે લેજીસલેટીવ એસેંબલી ૩૦૦ સભાસદોની બનેલી રહેશે અને સેનેટ ૧૫૦ સભાસદોની બનેલી રહેશે.

(૬) લેજીસલેટીવ એસેંબલી સાથે સેનેટ એક સરખી સત્તા ભોગવશે, સિવાય કે કર અને પૈસાને લગતાં બીલ લેજીસલેટીવ એસેંબલીમાંજ ઉભાં કરવામાં આવશે. લેજીસલેટીવ એસેંબલીની મુદત પાંચ વરસની રહેશે અને સેનેટની મુદત છ વરસની રહેશે, સિવાય કે વાઇસરોય એસેમ્બલીને પાંચ વરસની મુદતની અંદર બરખાસ્ત કરી નાખે, જયારે, સેનેટની હૈયાતી હમેશાં ચાલુ રહેશે અને દર ત્રણ વરસે સભાસદોની અરધી સંખ્યા વારાફેર ફરીથી ચુંટાતી રહેશે.

(૭) ઇલાકાઓમાં, લેજીસલેટીવ કાઉનસીલના સભાસદોની સંખ્યા

હરેક ઇલાકાના વિસ્તાર અને અગત્ય મુજબ ૧૦૦ થી ૨૦૦ સુધીની રહેશે. લેજીસલેટીવ કાઉનસીલની મુદત સાધારણ રીતે ચાર વરસની રહેશે, સિવાય કે ગવરનર તે અગાઉ તેને બરખાસ્ત કરી નાખે.

ઇલાકા ધારાસભાઓમાં હાલમાં એકજ સભા રહેશે, પણ જો કોઇ ઇલાકાને જરૂર પડે તો બીજી સભા એટલે કે સેનેટ ઉમેરી શકાય એવી ગોઠવણ બીલ મધે રાખવામાં આવી છે. ગામ પંચાયતો, તાલુકા સભાઓ અને જીલ્લા સમીતીઓ કે જેઓ ઇલાકા સભાથી ઉતરતાં મંડળો છે તેમના સભાસદોની સંખ્યા સ્થાનિક હાલતો મુજબ મુકરર કરવામાં આવશે.

જીલ્લા સમીતીની સાધારણ મુદત ત્રણ વરસની રહેશે, તાલુકા સભાની મુદત બે વરસની, અને ગામ પંચાયતની મુદત એક વરસની રહેશે.

## ચુંટણી કરનારાઓની લાયકાત.

(૮) જુદી જુદી ધારાસભાઓ માટે ચુંટણી કરવાના હકો અનુક્રમવાર ગોઠવવામાં આવ્યા છે.

દરેક ગામ કે ગામડાંમાં સર્વે ઉમરે પુગેલાં મરદો અને ઓરતોને ગામ પંચાયતમાં પોતાના પ્રતીનીધી ચુંટી કાઢવાનો એક સરખો હક સોંપવામાં આવ્યો છે, અને પછી તાલુકા સભા, જીલ્લા સમીતી વિગેરે ચઢતાં મંડળો માટે કેળવણી, કારોબારી અનુભવ, મીલકત કે દોલતને લગતી વધારે જોખમ વાલી લાયકાતની જરૂર પીછાણવામાં આવી છે. દરેક મંડળ માટે મતદારો પાધરી ચુંટણી કરી શકે એવી ગોઠવણ રાખવામાં આવી છે, સિવાય કે સેનેટના સંબંધમાં કે જ્યાં ઉમેદવારોના નામનું એક ચોકઠું ઉભું કરવામાં આવશે જે મધેથી મતદારો પોતાની મરજી મુજબના ઉમેદવારો ચુંટી કાઢી શકશે.

વળી મતદારો અને સભાસદો વચ્ચે બી એવો ફરક રાખવામાં આવ્યો છે કે મતદારો કરતાં સભાસદ થનાર માટે કંઇક વધારે ઉંચી લાયકાત માગવામાં આવી છે.

(૯) જુદી જુદી ધારાસભાઓની સત્તાઓ સ્વરાજ બીલના શીડયુલમાં (પૂરવણીમાં) દર્શાવવામાં આવી છે; અને બાકીની સત્તાઓ હીંદી પારલામેંટને સોંપવામાં આવી છે.

## બચાવ ખાતું અને પ્રદેશ ખાતું.

(૧૦) બચાવ અને પ્રદેશ ખાતાં એલાહેદાં રાખવામાં આવ્યાં છે. પ્રધાન મંડળ સાથે મસલહત ચલાવીને વાઇસરોય દર પાંચ વરસે મોટા ભાગે હીંદી સભાસદોનું બનેલું એક બચાવ કમીશન નેમશે. આ બચાવ કમીશન ભલામણ કરશે કે બચાવ માટેના લશકરના ખરચ સારૂ ઓછામાં ઓછી આટલી અમુક રકમની જરૂર પડશે કે જેથી એસેંબલીમાં તે ઉપર મત લેવાની જરૂર રહેશે નહી, અને આ કમીશન વળી દર વરસે રીપોર્ટ કરતું રહેશે કે લશકરમાં હીંદી સનદી અમલદારોની સંખ્યામાં કેટલો વધારો થતો રહ્યો છે. જો વાઇસરોય અને બચાવ કમીશન વચ્ચે મતફેર પડે તો વાઇસરોયને પોતાના મત મુજબ બચાવ લશકર માટે ઓછામાં ઓછી જે રકમ જરૂરની જણાય તે મેળવવાની સત્તા રહેશે. પણ જે બી લશકરી ખાતાંમાં હીંદીઓને સનદી અમલદારોના ઓધા ધરાવવામાંથી બાતલ રાખવામાં આવશે તે તે લશકરી ખાતાંનો ખરચ હીંદી ખજાનામાંથી લઇ શકાશે નહી.

વળી જ્યારેબી બચાવ કમીશન જોઇની ભલામણ કરે તો હીંદી પારલામેંટ ધારો પસાર કરીને હીંદના બચાવને લગતી સંપૂરણ જવાબદારી પોતાના હાથમાં લઇ શકશે.

## પ્રધાન મંડળ.

**(૧૧)** હીંદી સરકારનું કામ એક પ્રધાન મંડળ મારફતે ચલાવવામાં આવશે કે જે પ્રધાન મંડળમાં એક વડો પ્રધાન અને ઓછામાં ઓછા બીજા સાત પ્રધાનો રહેવા જોઇશે કે જેઓ આખા મુલકના કારોબાર માટે સામટા જવાબદાર રહેશે વડા પ્રધાનની પસંદગી વાઇસરોય કરશે, અને બીજા પ્રધાનો વડા પ્રધાનની સલાહ મુજબજ નેમવામાં આવશે. વાઇસરોય આખા મુલકના બચાવ લશ્કરનો કામચલાઉ હવાલો રાખશે. બચાવ સિવાય બાકીની સર્વે બાબદોમાં વાઇસરોય પ્રધાન મંડળની સલાહ મુજબજ વર્ત્તશે.

વાઇસરોયનો તેમજ પ્રધાન મંડળના સભાસદોનો પગાર હીંદની પારલામેંટ મુકરર કરશે; પરંતુ વાઇસરોયના સંબંધમાં જયાં સુધી તે ઓધો ભોગવે ત્યાંસુધી તેના પગાર મધે કાંઇપણ ફેરફાર કરી શકાશે નહી લેજીસલેટીવ એસેંબલી મધે જો પ્રધાન મંડળને બહુમતીનો ટેકો મળતો બંધ થાય તો પ્રધાન મંડળે તુરત રજીનામું આપવું, સિવાય કે લેજીસલેટીવ એસેંબલીની હૈયાતીનો અંત જાહેર કરવામાં આવે

**(૧૨)** હીંદી સરકારના બાબમાં જે નિયમો લાગુ પાડવામાં આવ્યા છે તે નિયમો મુજબજ ઇલાકાઓની સરકારનો કારોબાર ચાલતો રહેશે. સિવાય કે ઇલાકાના પ્રધાન મંડળમાં ઓછામાં ઓછા ત્રણ પ્રધાનો હોવા જોઇએ.

**(૧૩)** હીંદી કર વસુલાત અને કારોબાર ઉપર સેક્રેટરી ઓવ સ્ટેટ અને સેક્રેટરી ઓવ સ્ટેટની કાઉનસીલની સર્વે સત્તા અને ફરજ હીંદી સરકારના પ્રધાન મંડળના હાથમાં મૂકવામાં આવશે.

## ન્યાયખાતું.

(૧૪) આખા હીંદુસ્થાનની એક સદર અદાલત સ્થાપવામાં આવશે કે જેમાં એક વડો ન્યાયાધીશ અને ઓછામાં ઓછા બીજા બે ન્યાયાધીશ હોવા જોઇએ, અને કાયદા મુજબ જે જે બાબદો મુકરર કરવામાં આવે તે બાબદોના સંબંધમાં આ સદર અદાલત અસલી મામલાઓ તેમજ અપીલ મામલાઓ સાંભળતી અને ચુકવતી રહેશે. રાજબંધારણના કે હીંદી પારલામેંટે બનાવેલા કાયદાઓના અર્થ સમજવામાં જે જે સર્વે ગુંચવાડાવાળી બાબદ ઉભી થાય તે નક્કી કરવાનું કામ આ સદર અદાલતના હાથમાં રહેશે. હીંદુસ્થાનમાં અપાએલા ચુકાદાઓની ઉપર શેવટની અપીલ સમજવાનું કામ આ સદર અદાલતના હાથમાં રહેશે, સિવાય કે આ અદાલત ખાત્રી પત્ર લખી આપે કે અમુક સવાલ ચુકાદા માટે પ્રીવી કાઉન્સીલમાં જવો જોઇએ

(૧૫) હીંદી સ્વરાજની સ્થાપના અગાઉ હાલની હાઇ કોર્ટો જે સત્તા અને અધિકાર ધરાવતી આવી છે તે સર્વે સત્તા અને અધિકાર તેઓ ધરાવતી ચાલુ રહેશે.

## નાણાખાતું.

(૧૬) હીંદી સરકારે વસુલ કીધેલા સર્વે કરોની રકમ એક સામટાં વસુલાતી ફંડ મધે જમા કરવામાં આવશે અને તેની રખેવાલી વાઇસરોયના હાથમાં સોંપવામાં આવશે હીંદી પારલામેન્ટની મંજુરી વગર પ્રધાન મંડળ કોઇબી જાતનો કર વસુલ કરી શકશે નહી.

(૧૭) હીંદી પારલામેંટની રજા વગર હીંદી સરકારના ખજાનામાંથી કાંઇબી રકમ ઉપાડવામાં આવશે નહી.

(૧૮) હીંદી સરકાર અને ઇલાકાની સરકારો વચ્ચે કરની વસુલાત કેમ વહેંચી લેવી તેનો નિર્ણય એક રીવેન્યુ કમીશન દર પાંચ વરસે કરતું રહેશે. સર્વે ઇલાકાઓ વચ્ચે વેપાર વણજ અને ધંધા રોજગારી વહેવાર ના સંબંધમાં સંપૂરણ છુટાપણું રાખવામાં આવશે.

## નવા ઇલાકાઓ.

(૧૯) હાલના ઇલાકાઓની હદમાં ફેરફાર કરવાની બાબદમાં કે નવા નવા ઇલાકાઓ સ્થાપવાની અને તેમના કારોબાર માટે કાયદાઓ ઘડી કાઢવાની બાબતમાં ઇલાકાઓના અથવા જે વિસ્તારના સંબંધમાં કાર્ય લેવામાં આવે તે વિસ્તારના લોકોની મરજી અને રાજી ખુશી કાંઇપણ ફેરફાર કર્યા અગાઉ મેળવવાની જરૂર પડશે.

## નાની નાની કોમોના હક.

(૨૦) ચુંટણીની બાબદમાં કોમ કોમોને જે ખાસ હક હાલ આપવામાં આવ્યા છે તે સર્વે રદ કરવામાં આવશે, અને સઘળી ચુંટણીઓ સદંતર સ્થાનિક વિભાગ મુજબજ કરવામાં આવશે. એક કામચલાઉ પગલાં તરીકે મુસલમાનો અને યુરોપ્યનોને હાલમાં જેટલી બેઠકો ખાસ સોંપવામાં આવી છે તે પાંચ વરસ સુધી કાયમ રહેશે, પણ તે મુદત બાદ આ ખાસ હક ચાલુ રાખવો કે તેમાં ફેરફાર કરવો કે બીલકુલ રદ કરવો તે સવાલ એક ફ્રેનચાઇઝ કમીશન (ચુંટણી કરવાના નિયમો સુચવનાર કમીશન) મારફતે તપાસવામાં આવશે.

કોમ કે કોમોના ધરમ કે ધરમી ક્રીયા કે રસમ સાથે નીસબત રાખતાં બીલ જે ધારાસભાની એક ખાસ કમીટી, કે જેમાં મોટા ભાગે તે કોમોનાજ સભાસદો હોવા જોઇએ, તે બીલની સામે રીપોર્ટ કરે, તો તેવાં બીલ એક વરસની મુદત સુધી પાછાં રજુ કરી શકાશે નહી.

## અમલદારી ખાતાંઓ.

(૨૧) આખા હીંદુસ્થાનના અમલદારી ખાતાંઓ ઉપર એક પબલીક સરવીસ કમીશન નેમવામાં આવશે કે જે તે ખાતાંઓની ભરતી કરવામાં કે કાબુ જાળવવામાં કે પ્રોમોશન કે પેનશન આપવાના સંબંધમાં કુલ મુખત્યારી ધરાવશે. હીંદી સરકાર કે ઇલાકેદાર સરકારની નોકરીમાં જે અમલદારો હાલમાં છે તેઓના ચાલુ હકો કાયમ રાખવાની ખાત્રી આપવામાં આવશે, પણ હીંદી સ્વરાજની સ્થાપના પછી તેઓ હીંદી પારલામેંટના કે ઇલાકેદાર સરકારની નોકરીમાં, જેમ હોય તેમ, દાખલ થયલા ગણાશે.

## રાજબંધારણમાં ફેરફાર.

(૨૨) સ્વરાજ બીલ મધે સૂચવેલી રીત મુજબ રાજબંધારણમાં ફેરફાર કરવાની સત્તા હીંદી પારલામેંટના હાથમાંજ રહેશે

---

ઉપર દર્શાવેલી આ સર્વે કલમો ઉપરથી જણાઇ આવશે કે પેહલેતો હીંદુસ્થાનને બ્રીટીશ શહેનશાહતથી અલગ નહી પણ તે શહેનશાહતમાં એક સરખા ભાગીદાર તરીકે જગ્યા આપવામાં આવી છે; કેમકે જો બ્રીટન અને હીંદને બીલકુલ જુદાં કરવામાં આવે તો તેથી બનેને મોટો ગેરલાભ અને નુકશાન થવાનો સંભવ નક્કીજ છે; એટલુંજ નહી પણ તેથી આખી દુનીયાની સુલેહ ભયમાં આવી પડે એવું છે. પણ જો પશ્ચિમ તરફની આ આગેવાન પ્રજા અને પૂર્વ તરફની આપણી આગેવાન પ્રજા કે જે બને આર્યન પ્રજાઓ છે તેઓ અરસપરસ મળીને શહેનશાહતમાં એક સરખા ભાગીદાર તરીકે અમલ કરતી રહે તો ભવિષ્યમાં આખી

દુનીયા સુલેહ સંપથી જોડાઇ જાય તેનો અતી ઘણો સંભવ છે. આ કાંઇ થોડી અગત્યની બીના નથી પણ અતી ઘણી અગત્યની બીના છે.

નેશનલ કનવેનશન કમીટીએ સ્વરાજ બીલનો આ ખરડો એટલી દુર અંદેશી, એટલી સાવચેતી અને કહો તો એટલી અગમચેતી સાથે ઘડી કાંઢયો છે કે જેથી હીંદુસ્થાનની પંચભેલ કોમો વચ્ચે કોઇનેબી સહેજબી ગેરઇન્સાફ થાય નહી અને સર્વેને એક સરખો ઈનસાફ ને હક ને તેબી વળી સર્વે બાબતોમાં મળતો રહે. માટે આવા સર્વેના લાભ જાળવનારા સ્વરાજ બીલનો અભ્યાસ કરવાની અને પુરતો ટેકો આપવાની સર્વેની ફરજ છે એ દેખીતું છે, અને તેમ કરવા માટે સ્થાને સ્થાને એકેક કનવેનશન સભા સ્થાપવાનું કામ આ સ્વરાજ બીલના યોજકોએ સુચવ્યું છે, એ વાજબીજ છે, કે જેથી જ્યારે વખત આવે ત્યારે આવી કનવેનશન સભાઓ મારફતે આ કીમતી સ્વરાજ બીલને જાહેર ટેકો આપવાનું કામ સુગમ ને સરળ થઇ પડે આવી સભાઓ સ્થાપવા માટે ઓછામાં ઓછા સાત સભાસદોની જરૂર છે અને ઉમેદ છે કે આવી સભાઓ ઉમંગી યુવકો અને પુરૂષો પોત પોતાના ગામ કે મોહલ્લાઓમાં ઉલટથી ઉભી કરતા રહેશે અને તેમ કરીને રીતસર અને કાયદાસર લડત ચલાવીને દેશનો ઉદ્ધાર કરવાના કામમાં યોગ્ય ભાગ લેતા થશે.

આપણે, સ્વરાજ આજે આવે છે કાલે આવે છે, એમ વરસો થયાં શોર બકોર કરી રહ્યા છીએ, અને આખરે આ સ્વરાજ બીલનો ખરડો આવા શુદ્ધ અને સરલ આકારમાં આપણી સન્મુખ આવી ઉભો છે. આવાં બીલનો પુરતી ગંભીરાઇથી અને જોઇતી ખંતથી અભ્યાસ કરીને અને કનવેનશન સભાઓ મારફતે જાહેર ટેકો આપીને સ્વરાજ મેળવવાના કાર્યમાં સહાય આપવાની અતી જરૂર છે. વિલાયતની પારલામેંટમાં આ બીલ

રજુ થવાની જરૂર છે પણ આવું બીલ વિલાયતની પારલામેંટમાં છેવટનું જ રજુ થશે કેમકે આપણા સ્વરાજ બીલમાં એવો બંદોબસ્ત કરવામાં આવ્યો છે કે હવે પછી વિલાયતની પારલામેંટમાં ઘડીઘડી દોડી જવાની કાંઇપી જરૂર રહેશે નહી અને કાંઇપી ફેરફાર કરવાની જરૂર પડશે તો સર્વે મુનસફી આપણી સમસ્ત પ્રજાના હાથમાંજ રહેશે.

પણ આ બીલ વિલાયતની પારલામેંટમાં રજુ થાય ત્યારે આ બીલ પાછળ સમસ્ત પ્રજાનો પ્રબળ આવાજ હાજર હોવો જોઇએ. કેમકે વિલાયતના આપણા કેટલાક મિત્રો એમજ આપણને સવાલ કરે છે કે ભાઇઓ, આ બીલની પાછળ કોણ છે? શું આખા હીંદનો ભેગો આવાજ ને બળ આ બીલની પાછળ છે? જો તેમ હોય તો કોઇની બી તાકત નથી કે તે આવાજને તુચ્છકારી કાઢી શકે માટે સમસ્ત હીંદી પ્રજાનો આવાજ આ બીલ પાછળ ભેગો કરવાની અતી જરૂર છે. એ આપણું કાર્ય છે અને તે માટે ઉપર જણાવેલી રીતે જગ્યે જગ્યે કનવેનશન સભાઓ સ્થાપવાની અતી અગત્ય છે કે જેથી સમસ્ત હીંદી પ્રજાનો ભેગો આવાજ આપણા આ સ્વરાજ બીલને પ્રબળ રીતે આગળ પાડી દેશનો ઉદ્ધાર કરી શકે, અને વળી તે સાથે દુનીયા મધેની સર્વત્ર સુલેહ ને સંપ ફેલાઇને જળવાઇ રહે.

———∞———

ડંકો વાગે સ્વરાજનો ઠામ ઠામ
ભારતવાસીઓ બીડો હામ
ના રહો બેફામ
છે કામ પહોંચાડવું સરંજામ—ડંકો વા૦

ચતુરો ચેતીને સ્થાપો સભા ગામ ગામ
નોંધાવો સઉ કોઇ તમારાં નામ નામ
જલદી થાય દેશનું કામ કામ—ડંકો વાગે૦

જાગો બીદાર રહો તમો તમામ
બજાવવું છે ભારી કામ
તૈયાર બનો સ્વરાજની લેવા લગામ
ફેલાવો આ મહા પયગામ—ડંકો વાગે૦

**Printed by Narbheshankar J. Dave, Manohar Press, Bunder Road, Karachi.**
**Published by JAMSHED N. R. MEHTA, Karachi.**